#  સોબતે અસર.

અથવા

# મોહન દુઃખદર્શક.

કેટલાએક વધારા તથા સુધારા સાથે

છપાવી પ્રસીદ્ધ કરનાર.

**જમનાદાસ ભગવાનદાસની કું૦**

બીજી આવૃતી.

**મુંબઈ**

આર્યન દીપક પ્રેસ

સને ૧૮૯૬. સંવત ૧૯૫૨.

**કીંમત ત્રણ આના**

# સોબતે અસર.

અથવા

# મોહન દુઃખદર્શક.



## ઇશ્વર સ્તુતી

આસાય

નમન તને નિત્ય નીરંજન નાથ,
નિત્ય નીરંજન ભવ દુઃખ ભંજન, અરી ગંજન જગતાત—ટે૦
લીલા તારી અદ્ભુત સારી, ન્યારી ન્યારી બહુ ભાત—નમન૦
રૂડાં ભુડાં, સાચાં જુઠાં, સૌ સર્જ્યાં તેં હાથ.—નમન૦
કુડાં કપટી ભુલ થાપ આપો. બગાડે ઊંચી જાત—નમન૦
એથી રક્ષા કરજે કૃપાળુ, આ માંગીએ જોડી હાથ—નમન૦



# અંક ૧ લો
## પ્રવેશ ૧ લો
### એક ઓરડો

(છબીલી બેઠીછે ને મોહન દાખલ થાયછે.)

ગાયન

(જુઓ પેલી ચંપેલી કેવા ખીલી રહી છે)—એ રાહ

**મોહન**—જુઓ પેલી મારી નાર કેવી બેસી રહી છે,
જુઓ એની દામણી કેવી ઝલકી રહીછે;
જુઓ એના કાનમાં કાપો કેવા ખીલેછે,
હું તો પાસ ગયા વીના નહી રહું રહું.

**છબીલી**—આવો મારા પ્યારા ભલે પધાર્યા,
તમેતો જાણો જીવ છો હમારા;
મીઠાં બહુ લાગેછે નેણ તમારાં,
હવે બાહાર જવા તમને નહી દઉં દઉં.

**મોહન**—મધુર મીઠાસવાળો છે તારો ચેહેરો,
ખરેખરો આહા ચાંદનીથી પ્યારો;
આકાશમાં જાણે ચળકતો તારો,
તારીફ તારી ખુબસુરતીની શું કહું કહું.

**છબીલી**—લાડકવાયા મારા પ્યારા પ્યારા,
લજવેછે મુજને આ બોલો તમારા;

લાડકવાયા મારા પ્યારા પ્યારા,
તમ દીઠે ખુશી હું તો બહુ છઉં છઉં

મોહન—મારા ચંપા ચંપેલી મોગરાનાં ફુલ,
ખુશબો તારી જાણેછે ગુલાબી ગુલ;
સુશોભીત મુખડાનું નવ થાએ મુલ,
સદાકાળ તારી પાસે હું તો રહું રહું.

છબીલી—આવો બેસીએ વહુ વર સાથે સાથે,
તમે તો આંખના રતન છો માટે;
આવો બેસીએ વહુ વર સાથે સાથે,
હું તો તમને ઓવરણાં હવે લઉં લઉં.

કેમ મારા લાડકવાયા, તમે ક્યાંથી આવોછો! ઓલા ત-મારા દોસ્તદાર મગનભાઇ તમારી મા પાસે આવ્યા હતા, તેમને તમારે માટે ઘણું લાગેછે, અને તમારે સારૂ બહુ બળાપો કરતા હતા.

મોહન—(તોરમાં પોતાના ઇંગ્રેજી બુટ રૂમાલથી સાફ કરતાં) બાપો શું પોક મુકવા કરતા હતા?

છબીલી—બળાપો એજ કે તમે આપીસમાં પુરા પાધરા જતા નથી તેથી, અને વળી કોણ. ઓલો તમારો "સીડાર, સીડાર" શું કેહેછે, તે પણ બહુ બુમ મારતો હતો.

મોહન—અરે ના—ના. સીડાર નહી, મારો 'સીનોર સીનોર' હા તે થું હું આપીસમાં નથી જતા, તેથી બહુ ગુસ્સે થયોછે એમ કે

કેતા હતા કે મગનભાઇ.

છબીલી—વળી હાજતો. પણ તમે શેને માટે આફીસમાં જતા નથી? રોજતો આફીસમાં જાણેકે કરીને જાઓછો, તે ક્યાં? ના—ના મોહન આવી વાતથી મને બહુ ખેદ ઉપજેછે.

મોહન—છે—છે—ડીઅર છબીલી. એમ તું શીદને રીસાઇ જા-યછે! (ફોસલાવીને) પણ વારૂ મગનભાઇ મા આગળ શું શું વાત કરી ગયા?

છબીલી—વાત તો બહુજ નઠારી કરી ગયાછે, કે લુચ્ચાઓ સાથે ફરવા માંડ્યુ છે. ને આફીસમાં પણ કોઈ કોઇ દહાડો આવે છે તો જલદી જતા રહેછે, એટલુંજ નહી પણ વળી મોડા આવેછે વાસ્તે કંઇક સમજાવજો. "એટલું કહ્યું તે મેં લથડતું સંભળ્યું, તે તમાને કહ્યું" પણ નહી નહી, તમને હું હવે કાલાવાલા કરી કહું છું તમે તેવું કરશો નહી, અને તમારી આબરૂને લીલું લગાડશો નહી.

મોહન—(પગ અફાળીને) છટ નોન્સન્સ.

છબીલી—હેં હેં ત્યારે તમારા ઓલા "ચીડોર"નું નામ જાનસન છે કે? ત્યારે મને કહોની

મોહન—ના—ના, એવાઓની હું થોડીજ કેર રાખુંછું. જરા હમારા બીરાદર સાથે રહુંછે, તેથી શું એક ભલા માણસમાં ગણાવા માગેછે કે શું? બસ બસ, એ મગનભાઇમાં હું જરા પણ અક્કલ જોતો નથી, અને બીબા તેં પણ એજ કહ્યું માન્યા કહ્યું કે?

છબીલી—ના હું તો તમારી આફીસમાંથી સાંભળીને તરતજ

ઉઠી ગઇ. ને તમારે માટે ઘણા વીચારો આવવા લાગ્યા. તેમાં હું ખરૂં કહુંછે કે હું રડી પણ ખરી, અને તે રડવાનું એકજ કારણ હતું.

**મોહન**—હે રડી, તું રડી. ઓ માઇ દીઅર શાને માટે અને તે રડવાનું કારણ શું હતું તે તો મને જણાવ,

**છબીલી**—તે એટલુંજ હતું કે મારા લાડકવાયા મોહન, તમે આજે આસ્તે મારા પરથી મમતા જે ઓછી કીધીછે, તેથી મને લાગયું કે તમે બાહાર રખડોછો કે શું? અથવા કોઇ ઠાવકી બાવ કાને ઘેર જાઓછો કે? તેથીજ હું દલગીર ને ઉદાસ થઇછું

**મોહન**—ઓ માઇ પ્યારી છબીલી, તું આ શું બોલેછે. આવી વાતો શા માટે કરેછે તારા જેવી વાહાલી મને બીજી કોણ મલવાની હતી, હું સમ ખાઇને કહુછું કે—

**છબીલી**—(મ્હો દાબીને) ના ના–તમારે સમ ખાવા નહી, મારી ખાતરી થઇછે.

**મોહન**—ત્યારે હું ખુશીછું કે આવો ખરાબ વીચાર તારા મનમાંથી નીકળી ગયો પણ હે દીઅર, મા કંઇ બોલ્યાં હતાં કે! અને એ મગનભાઈ પત્યો ક્યારે?

**છબીલી**—ના, તમારી મા તો કંઇએ બોલ્યાં નહોતાં, જ્યારે મગનભાઇ વાતો કરતા હતા ત્યારે જાણે ઘણો પશ્ચાતાપ કરતાં હોયની એવો દેખાવ કરી બેઠાં હતાં; પણ મેં સાસુજીને એટલું બોલતાં સાંભળ્યું છે કે વાર મગનભાઇ તમે પણ એને સમજાવજો.

**મોહન**—આવ્યો આવ્યો. મોટા એની મગદુર શું કે મને એક બોલ કે સુકન આડો બોલી સમજાવે.

**છબીલી**—નહીં. મારા મોહન, કોઇપણ આપણે કેહે તે સાંભળવું જોઇએ. અને તેમાંજ આપણું સારૂછે. પણ ચાલો આજે આપણે કંઇ ફરવાને જઇએ.

**મોહન**—અરે નારે રોંડ ગાંડી. તું જાણતી નથી કે, "મારા ફાધર સિકછે" ને આપણે ફરવા જઇએ કે? સે વલી તુજ મને શી ખામણ દેતી હતી, ને તું હવે પોતેજ પેલી કેમ થાયછે. અરે હા, મને યાદ આવ્યું, મારેતો લવિંગની બાતીએ જવુંછે. મને આરીસના કામો પણ ઘણા કરવાનાછે. અને એક વાહાણ ભરીને લવિંગ મારો સીનોર વીલાત ખાતે મોકલવાનોછે, તેથી મને લવિંગના વેપારીઓને ત્યાં ફકીક જવું જોઇએ (જવામાંડેછે)

**મોહનની મા**—(ધ્રુજતી ધ્રુજતી આવીને) કેમ મોહન? કંઇ ઉતાવલમાંછે. અલ્યા તારા ચેહેન ચાળાની મને કઇ સમજ પડતી નથી. ઓલો તારો આરીસનો દોસ્તદાર હમણાંજ અહીં આવ્યો હતો. તે તારે વાસ્તે કેટલું કેટલું બોલી ગયો.

**મોહન**—અરે તે શું બોલતો હતો પથ્થર. એતો મેટછે મેટ પણ મા બાપા કેમછે. સારી પેઠે છે કેનાં? હું તો જાઊછું.

**મોહનની મા**—પણ એટલી ઊતાવલ શી છે? જાયછે તે જમીને તો જા રસોઇ હમણાં તેયાર થશે.

**મોહન**—અરે તેયાર થઇ રસોઇ. પેલો આપણો મેહેરો રામુ બઇ કંઇ થોડીવારમાં રસોઇ કરી આપવાનો છે કે?

છબીલી—અરે હા હા, કરી આપશે. હવે તમે જરા સ્નાન કરી આવો, એટલામાં રસોઇ પણ તૈયાર થાયછે.

મોહન—ગોઢેંમ, મને નાહાવાના ઘણોજ કંટાલો છે.

મોહનની મા—અરે જા જરા આંગાળ કરી આવ. રામા ઓ રામા

મોહન—ઓ નો. લવંગનાં વેપારીઓ પાસે મારે કાંઇ જવુ જોઇએ, પણ કંઇ નહિ, હું જમાન જાઉછું. બાલાવનો પેલા બહેરા રામાને બોલાવના.

છબીલી—રામા; ઓ રામા, એ રડ્યો ગયો તે ક્યાં.

મોહનની મા—(ચીરડાઈ ને મોટેથી) રામા, ઓ રામા (રામો દાખલ થાયછે)

મોહન—કેમ આવ્યા, મા સાંગતે તે આઇકતે કે નાંહી? તુંની કસા જવાબ નાંઇ દાલા હો (મારવા જાયછે.)

છબીલી—ના ના, જવાદો; તો જવતો આઇકતે કસાલા નહી; મેલા ચોર?

રામો—ગેલા ચોર કુઠે (ગાભરો થઇને ચોરને શોધેછે.)

મોહનની મા—જા જા, શેઠની રસોઇ તૈયાર કરવાનું કહે શેઠને ભુખ લાગલી હાયે.

રામો—શેઠલા હાય લાગલી!

છબીલી—અરે ભુખ લાગલી હાયે.

રામો—અગા! બા!! બા!!! પુનારે બાબાપગા; શિર-

ભા ભુત લાગેલા હોયે. હે ભાઈ ખરા મહના ! શેઠલા ભુત લાગલો હોયકા !

મોહન—શું મને ભુત ને ફકણ કોહછે, લુચા (લાત મારેછે)

રામા—અગાળો, શેઠના તો ફકણ તરી લાગલો હોયે પણ રે માઝ દેવા! હેદેવા! (મોહન મારવા જાયછે ને ચાકર બુમ મારતો અંદર દોડેછે તેને છોડવવાને એની મા અને છગાલા તેની પાછલ જાયછે.)

---

## પ્રવેશ ૨ જો

રસ્તો.

ભટ રામચંદ્ર, પારસી એદલ, ને વાણીઓ ઠગદાસ દાખલ થાયછે.

એદલ—કેમ રામચંદ્ર, પેલો છાવો હજુન આવો નહી. ભાઈ ઠગદાસ તને કાંઈ ખબરછ, એને આપુને આજ જગાએ ઉભા રેહવાને કહેલું હતું નહી ?

રામચંદ્ર—હાંઅ, હોઅ, એદલ ભાના ઠાકોર હાય કેની કે મોહનની આવવા દાજ ઉભા રેહવાના લાગાતલા હોતા.

ઠગદાસ—ધીર યારો હા, આજ ઠેકાણે પણ આ પેલો આવો. (મોહન રોપમા દાખલ થાએછ.)

બધાસાથે—આવો શેઠ આવો.

મોહન—મારા પ્રીય દોસ્તો, હું તમને શું કહું. જરા ઘરમાં ખટપટ થઅમાછે, અને પેલા મારા ચાકરને મારવા જવાથી જરા

નખરાથી સારૂં થયુંછે

**એદલ**—ઠીક. પન શેઠ હવે આપને પેલે ઠેકાને ક્યારે જઇશું.

**રામચંદ્ર**—ઓ યસ મીસ્તર મોહન, આપના તરી ઇરાદા હોય કે એક દીવસના જંગલથી એક ગાલની તેને માટી ઇજ્જત ગો તો આજ બી ગો એન્ડ ઇન્ડ્યુ ગો ગો તો આવતી ગો ગો

**ઠગુદાસ**—યસ, રામચંદ્ર તમે રાઇટ ટોક કરોછો.

**મોહન**—ઓલ રાઇટ. આપણે તે વિશે આજ સાંજના વાત કરીશું. હાલ હું જાઉં છું. મારી ઓફીસમાંથી આવ્યા પછી હું તમને પેલા નાકા ઉપર મલીશ. (જવા માંડેછે.)

**એદલ**—અરે યાર આ છોકરાને થયાત. થયાત.

**રામચંદ્ર**—(બીડાઇને) અરે યાર મીસ્તર મોહન, તુમી અમારા કાં બાલ કોની દીવસાલા અમચા આમંત્રણ નાય. તુમી આપને લગ્નમાટે ઉત્તમ ફ્રેન્ડ ઝાલે. અગુદી ફ્રેન્ડશીપ કસા ઠેવાવી તો તુમાલા માહીતગાર નાહીં.

**ઠગદાસ**—રામચંદ્ર કહેછે તે ખરી વાતછે. જયારે એક મીત્ર બીજા મીત્રનો બોલ કબુલ નરાખે ત્યારે તેને મીત્ર શાનો કહેવો.

**એદલ**—હા ભાઇ મોહન તમે તો સમજુછો. તારે માટે હમે હમારો કામ ધંધો છોડીને એક દોસ્તની દોસ્તી ખાતર જરા મોજ કરવા નીકલતા ત્યારે તમે ખારીજ જવા સેના નીકળ

**મોહન**—મીત્રો, તમે સઘળા મારા ઉપર ગુસ્સો શું કરવા કરોછો ! હું આશાસન જગામે કલાક મોઢું ઉઘાડીને આવુંછું તમે મને પેલા જોહા મારવાડીની દુકાન આગળ મળજો. અને તે કરતાં તમને મારાપર ભરોંસો ન હોય તો લો આ વીસ રૂપીયાની નોટ, જો હું ના આવું તો એટલો મારી પાસે દંડ લેજો, સમજ્યા હવે બસ.

**રામચંદ્ર**—અરે વાટ ધુ ટોક મીસ્તર મોહન, કાયે હમી પૈસેચા દોસ્તી કરતે કાય, છટ નાન્સેનસ તુમી અપાલા ઓલખાત નાહી. અમી અસે દોસ્ત હાઉ કે દોસ્તપે થાઠી, હમચી ગરદન તરી પાહીજે તર દેવાવી, સમજલે.

**ડુગદાસ**—અને જરૂર પડે તમારા જેવા મીત્રને માટે હમે હમારો જીવ પણ આપીએ. તેવા છઈએ સમજ્યા હમને કંઈ જેવા તેવા મીત્ર સમજતા ના.

**એદલ**—પૈસા પૈસા સું કરોછો સેથ, પૈસા સું ચીજછે, હાથનો મેરછે મેર. પૈસા આપન પેદા કર્યાએ છીએ, પૈસો કંઈ આપુનને પેદા નથી કરતો, પૈસા તો ઘના બી મલસે, પન હમારા જેવા ભલા દોસ્તો તમને નથી મલવાના.

**મોહન**—અરે, પણ હું ક્યાં ના પાડુંછું. ખરે તમે મારા ખરા મીત્રોછો. જેવા તમે મને ચાહોછો ને માન આપોછો, તેથી તમે બધા મને બહુ વાહાલા લાગોછો પણ તમે મને ક્યાં મોજ કરવા લઈ જવાના છો ?

એદલ—મોજની વાતો સું કરોછો હવે છે એક પેકાનું.

રામચંદ્ર—યસ યસ મોહન માજી તરી લઇ ખુસી હોય

મોહન—પણ ક્યાં તે કેહેશો.

ડગદાસ—જુઓને શેઠ, એમછે કે આપણા ગામમાં એક તારા કરી ગુણકા આવીછે, અને તેનો મુજરો સાંભળવા ઘણા જણ જાયછે, તે બહુજ ખુબસુરતછે, ને બસ તમને એક પાનની પટી કે ગાને ખવડાવેતો તમારી બહુજ આબરૂં વધે.

એદલ—મોહન શેઠ હું પણ તીઆં રામચંદર સાથે ગાઓ હતો. પણ બાવારે બાવારે તીઆં કેવા કેવા સારા માનસો ગાડી ઘોરે બેસીને આવેછે, અને જયારે તમારી આબરૂ વધા, એટલે હમારી આબરૂ વધીઆ બરોબરજછે.

રામચંદ્ર—યસ. મીસ્તર એદલ બરાબર સાંગતે.

મોહન—ઠીકછે ઠીકછે, મને પણ શોક થાયછે. હું આવિશ. જરૂર આવીશ, હું હમણા તો જઊછું, સાહેબજી.

બધા—શેઠ સાહેબ, શેઠ સાહેબ. (મોહન જાયછે.)

એદલ—છાવાને સપાતામાં તો ખુબ લીધોછે.

ડગદાસ—હવે જુઓ. આપણે પેલી ગુણકાને ત્યાં લઇ જઇએ, ને એનો રસ્તો એવી રીતે ઊતારવો કે બરોબર ત્યાં ચાનવ અને તે વિશેની બરોબર ગોઠવણ, આપણે આજ રાતના કરીશું, વાસ્તે તમે મને આપણે ઠેકાણે મળજો. (જાયછે)

રામચંદ્ર—રામ રામ, ગુડબાઇ. (જાયછે)

એદલ—ગુડબોય, ગુડબોય. (જાયછે)

---

## પ્રવેશ ૩ જો.

### ઓફીસમાં મગનભાઈને મોહન દાખલ થાયછે.

**મગનભાઈ**—હા, અને તેનેજ માટે હું તમને આ જગોપર વાત કરવા લાગ્યોછું, પણ એ તમે સારૂં નથી કરતા. એક તો તમે બરાબર ઓફીસમાં આવતા નથી, ને હજુ તમને આવ્યાને કલાક પણ થયો નથી. એટલામાં તમે પાછા જવાનું કહોછો, એટલું બધું તે તમને શું કામ આવી પડ્યુંછે. કે દરરોજ એ પ્રમાણે કરોછો. તમે ફરોછો ક્યાં? જાઓછો ક્યાં, તમારી આંખો પણ લાલચોળ થઇ ગઇછે, એમ શાથી થયું વારૂ? કંઇ રાતના ઘેર અભયાસ કરોછો, કે તેના ઉજાગરાથી તમારી આંખ લાલ થઇ આવી. ભાઈ હું સઘળું જાણુંછું પણ પાછળથી હમે બહુજ પસ્તાશો.

**મોહન**—શું તમે મને લુચ્ચો બુચ્ચો સમજોછો કે કેમ? ઊજાગરો શાનો, ને ફરવાનું શાનું. તમારે નકી જાણી લેવું કે, હું મારા ખાંનગી કામોમાંજ ગુંથાએલોછું, અને તેની અંદર તમે એવું એવું કહી સંભળાવોછો. તેથી ફ્રેંડ, હું ઘણોજ સોરીછું અને કદાચ તેમ હું ખરાબ લક્ષણોમાં ફરતો હોઇશ, તો તે તમને ઝટ માલમ પડી આવશે.

**મગનભાઇ**—હાજતો, તે તો પેલી કેહેવતછે કે "સીધીબાઈ ચાંદ દેખો, તો આપસે નજર આવેગા," હું તમને કેટલાક દીવસ થયા તપાસુંછું, તેમાં તમારી ચાલ ચલાણ, ચાલવું, ચાલવું બહુજ નઠાર

લ.ગેછે. 'સોબતે અસર" હે યર્ડ.

**મોહન**—જુઓ મગનભાઇ, હું તમને માફ કહુંછું કે મને એવીરીતે ખુલ્લુ અપમાન નહીં કરો.

**મગનભાઇ**—ખુલ્લુ નહીં તો વળી ઢાંકીને પણ અપમાન અપાતુ હશે કે.

**મોહન**—મને સારી પેઠે માલમ છે કે જે ધણીઓ સાથે મેં દોસ્તી કરીછે. તેઓ તો એવા છે કે, એક ઘડીમાં મારે માટે પોતાનો જીવ આપે, એમ તેઓ પોતાને મોઢેજ કહેછે, ત્યારે તેવાઓની દોસ્તી હું છોડું વારુ. મગનભાઇ.

**મગનભાઈ**—(બાજુપર) ભાઇ તો કંઇ તદનજ ભોળા લાગેછે. કાચાજ સુતરે ફાંસીએ ચડે એવાછે. (મોહનને) જુઓ ભાઇ, પરમેશ્વરે તમને પાંચ પૈસે સુખી કર્યાછે, તો પાંચ સારા લોકોમાં ફરો, હરો, ને તમારા બાપદાદાની આબરૂમાં વધારો કરો, અને સારાં માણસની દોસ્તીથી તમને પણ માન મળશે. અને હું મારા લાંબા વખતના અનુભવ ઉપરથી કહુંછું કે જે ધણીઓ આપણી આગળ આપણાં વખાણ કરે, ને જીવ આપવા તૈયાર થાય, તો તેઓ તમારા દોસ્ત નહીં પણ ક્ટ્ટા વેરી સમજવા. અને તેજ માફક તમારા મીત્રો પણ જે તમારા મોઢા ઉપર વખાણ કરેછે, તેઓને પણ લુચ્ચા જાણવા. ખરે મને તેઓ ગળા કાપુ ને ચોર માલમ પડેછે.

**મોહન**—ના ચીક, તેઓ સઘળા સારા સ્વભાવના ને પૈસાને ધીક્કારનારછે.

**મગનભાઈ**—(બાજુ ઊપર) કંઈ ઘણાજ જબરા ઉડાવગીર મલેલાછે, પેલી કેહેવતછે કે, "તનખા હરામ ને બચકા હલાલ" (મોહનને) ભાઇ મોહન તેઓની સાથે મીત્રાચારી કર્યાને આજ કેટલાએક દીવસ થયા?

**મોહન**—તે મારા ભલા મીત્રોની સાથે દોસ્તી કર્યાને મને આજે પંદરેક દીવસ થયા હશે.

**મગનભાઈ**—જ્યારે પંદર દીવસમાંજ એમ કરેછો, તો આગળ થોડા વધારે દીવસ જવાથી તમે બરાબર નક્કી થશો.

**મોહન**—વળી એમાં નક્કી થવા જેવું શું છે?

**મગનભાઈ**—નક્કી થવાનું એજ કે તમે પહેલાં વખતસર ઓફીસમાં આવતા હતા, ને હાલ તમે તેથી ઊલતાજ ચાલોછો. એજ પંદર દીવસમાં તમે ચાર દીવસ તો ગેર હાજર છો, અને હમણાં પણ તમે આવ્યા ને તરત પાછા જવા માગોછો, એ ઉપરથી સાફ માલમ પડેછે, કે એ તમારા ભલા દોસ્તોની નેક સોબતની અસર છે. હજુ પણ ભાઇ મોહન હું તારા ભલાનેજ માટે કહુંછું કે જે એની તેં દોસ્તી કીધીછે, તે હવે છોડીદે તો બહુ સારૂં.

**મોહન**—ના ના, એ તો કદી બનવાનું નથી. હું તમને શું કેહેતો હતો. (થોડીવાર યાદ કરીને) હા, જુઓને મારો વીચાર એવો છે મગનભાઇ, કે કોઇ સારો વેપાર કરવો. કારણ કે મારાથી પછી એ કામ સચવાશે નહી તેથી હું એ ચાર દીવસમાં મારા સીનોરને રાજી

નાખું આપવાનોછું. જ્યારે હું વેપાર કરીશ ત્યારે મને ફીકર શેનીછે.

**મગનભાઈ**—તેમાં ફીકર તો કંઈજ નથી. એકતો તમને ધંધાની માહીતગારી નથી, અને વળી આ જગ્યા તમને તમારા બાપની આબરૂથી મળીછે, ને જેમાં તમારી આબરૂ પણછે. તે તો તમે છોડવા માગોછો. એ સઘળું કંઈજ નહી, પણ પેલા તમારા ખરાબ અને વ્યસની દોસ્તોની શીખામણ છે. ને તમે વેપારનું બહાનું શું કાઢોછો હજુ પણ હું તમારા સારાને માટે કહુંછું કે, તમારે આ ચાકરી છોડવી નહી.

**મોહન**—ના મગનભાઈ શેઠ, તમારી વાતો મને બીલકુલ પસંદ નથી. વેપાર કરીશ તો જેમ મારા બાપદાદાએ દોલત મેળવી, તેમ હું પણ મેળવીશ, ને પછી કમાઈ ધમાઈને ફરીશ હરીશ. ને મજા મજા કરીશ.

**મગનભાઈ**—અરે તમે શું બોલોછો, ફરવું શાનું ને વેપાર શાનો, વેપારમાં તો કદાચ પાંચ દશ હજાર કમાયા, કે ખોયા માટે એ બધા શેખચલ્લીના વીચાર ન કરો. તમે જાણોછો કે તમારા બાપે કેટલી દોલત વેપારમાં ગુમાવી છે, તેનો તમે જરા વીચાર કરો વીચાર.

**મોહન**—(ઘડીઆળ કાઢીને) આતો કંઇ જબરૂ પાપ લાગવું છે (મગનભાઇને) ઠીકછે, તમારી સારી સલાહથી વેપારની વાત હાલ મુલતવી રાખુંછું અને જાઉંછું, કારણ કે મારા દોસ્તો મારી વાટ જોતા હશે. (એમ કરી જાયછે.)

**મગનભાઇ**—પણ એ વાત સારી નથી હોભાઇ, પસ્તાશો.

આ ખુઆરાએ ખરાબ અને ઘણાજ દુષ્ટ માણસની સોબત કરીછે બીચારાને બહુ વેઠવું પડશે.

**સાહેબ**—(અંદરથી) વેલ મીસ્તર મગનભાઈ.

**મગનભાઈ**—સર.

**સાહેબ**—કમ હીઅર.

---

## પ્રવેશ ૪ થો

દગદાસ અને એદલ દાખલ થાયછે.

**દગદાસ**—હા, અને મેં એનો રસ્તો બરાબર કીધોછે. ને આપણા જેવા બે ત્રણ માણસો ઊભા કીધાછે, તેઓ પણ આપણી સાથે આપણા સંપમાં દાખલ થશે.

**એદલ**—પણ જુઓ, રસ્તો બરાબર ઉતારશો હો. આપણો રામચંદર ક્યાંછે?

**દગદાસ**—રામચંદ્ર કંઈ હમણાં આવવાનો નથી, કારણ કે તેતો મુજરાનું નક્કી કરવા ગયોછે, મુજરામાં પણ એ પૈસો ઘણો મારશે, પણ આપણે પેલા ગીગાને ને જમાલ ઝાડુને બોલાવી આવ્યા હતા, તેઓ ક્યાંછે.

**એદલ**—હમના આવતાજ હોશે, દેખો જમાલ તો આવી ગિયો। (જમાલ આવેછે.)

**ગાયન**

(કોમળ કુશલ કુલવંતી ચાહું એક નારી.)—એ રાહ.
જમાલ—કયું ભાઈ બયેંડે ખુશીમે કયંજી શામ ગુજારી.
એદલ—આવરે જમાલ કયારેન કોનએય વાત હમેનારી
ઠગદાસ—ગીગો પણ આવ્યો અત્રે વાત થઇ એ મારી.
ગીગો—આમાં કે તો ભુલી વીયાં એડી ચાલ તુમારી.
એદલ—નહીં-નહીં-નહીં.
ઠગદાસ—થત-થત-થત—,
એદલ—એમ સું બોલીય દોસ્ત છત છત છત,
જમાલ—બસ યાર ગીગા બત કર કટ કટ,
ગીગા—અરે એડી ગાલ જમાલ તું તાંમ કઠ કઠ-ક્યુંભાઇ.
ઠગદાસ—શું કામ કરોછો ભાઇઓ તમે મારા મારી.
એદલ—મરાવ પછી મોહનભાઇને ફાંદ માં ઉતારી,
તાજા બાલકુને પૈસા નાંખીએ નવારી.
તદબીર મારી પાસેછે એક ઘની સારી.
ઠગદાસ—કહે—કહે—કહે. ઝટ—ઝટ—ઝટ.
એદલ—સાંભળો ધ્યાનથી ન કરો પત પત પત.
ગીગો—બોલ ભા બોલ થીએતો ચટ પટ,
જમાલ—સુણો સુણો ધ્યાનસે છોડો ખટપટ,—કયુંભાઇ.
ઠગદાસ—બોલ દોસ્ત એદલ શું તદબીર તેં કાઢી.

એદલ—માથું ન પાક જઓ કહું છું વીચારી.

ઠગદાસ—પસંદ નથી એઉંધી આ ટીચાલ તારી.

ગીગો—તોજો ગવાનાશ થીએ કુશાએ થીએતો ભારી.

એદલ—હેં-હેં-હેં, ચપ ચપ ચપ,

ઠગદાસ—ચપ ચપ શું લબરા નહી તો ઝપ ઝપ ઝપ.

ગીગો—હકડો બ પેટમે ડીયાં ગબ ગબ,

ઠગદાસ—અરે માર માર લુચ્ચાને મુક્કીઓ દબ દબ દબ (ઠગદાસ એદલને મુક્કીઓ મારેછે, ગીગો બેઉપર કાટ ઝાડેછે ને જમાલ તેઓને છોડવેછે.)

જમાલ—અર યાર તુમ આપસ આપસમેં ટંટા કરેગે તો ફીર આગુ કામ કયેસા ચલેગા. (સઘલાઓને મારા મારી કરતાં બંધ પાડીને)) વો કુછ કુચ નહી કરેગે દોસ્ત એદલ, સબમેં તું બડા તોરબાજ હયે ઈસ વસ્તે તુહી કુચ તદબીર બતા દે.

ઠગદાસ—અરેજમાલ આપ એગે તોડ કાઢી ને આપણે કમાયા. તું બોલની. તાગી કયા ખુટીછે?

જમાલ—નહી ઠગદાશ, તુમ અયેસા મત બોલો. તુમારે ઓર મેરેસે તો એદલ હુશીઆર હયે કયું ભાઈ ગીગા!

ગીગો—આંઇ બરાબર ચોંનતા.

એદલ—દેખો ભાઇ જમાલખાં, મેરી નજરમાં તો એસા આવેછે કે, ઉશકુ એમ ઇઆ વાંદરે લઇ જઈ લુટીં લઇએ કયું ગીગા

ગીગો—ન ન, એડી ગાલ કંધાસું તો સભ ગાં કુટનસા

પધાશું, મુજીતો ખુશી એડી અમે. કે કોંક રંનજે ધરે કાઠી હલો, ને ઉનજી શાથ એડી બોલી કંધાશુ કે મુજરેમે ચારશો રૂપીયા અમે નતોકે મેં દીધાશુ. ને સો અયેત પીજી દીધાશું, ફી કરકે ચોથાઇ દીધાશું.

જમલ—એબી ઠીક હયે લેકીન ફીશકે વાં મુજરેમે જાના

ઠગદાસ—તેની તમારે ફીકર કરવી નહી, રામચંદર એક રાંડને ત્યાં નક્કી કરવા ગયોછે, ને જેમ હું કહુછું તેમ તમારે કરવુ. જુઓ મઝાના ઇશકી લુગડાં પેહેરીને મુજરામાં આવવુ, ને મોહન મુજરામાં પાંચ રૂપીયા નાખે તો તમારે દશ નાખવા. ને મોહન દશ નાખેતો તમારે એક કાગળનો કટકો નાખીને કેહેવું કે આ પાંચશોની નોટ, એમ કરવું. રામચંદર. એદલ ને હું મોહનની બાજુ૫ર બેસાંશુ એટલે તમારે પુછવું નહીં પડશે. હવે જુઓ પણ પેલો રામચંદર હજુ સુધી આવ્યો નથી, તેથી આ ગીગા, તારા ધ્યાનમાં કોઇ સારી મુજરા વાળીછે ?

ગીગો—અરે અએ અએ, હુઅ, જેના, મરીઅમ, પાપા, સુંદરી, ચંડરી, તારા, ભીખું, પના. આંજી ખુશી પએ નીત હલોંન નતો ત રાજે ધરે હલો. હુઅ વડી ખાશી ગણેવાલી અએ

એદલ—વાહરે ગીગા. નામ તો સારાં ૪ સોધી કાઢીઆંય. એ કીઆંથી સીખી લાવીઓ. આ પેલો રામચંદરજી આવીગો (રામચંદર આવેછે.)

રામચંદ્ર—(આવીને)અથા સભયા તૈયારથ ાયા હએ, મુજરા

આપી મીની બરોબર કેલા હાએ. અના એદલ અણુકી ઠગદાશ, મી જાતો જવાલા. ગાલા ભુખ લાગલા હાએ રામ રામ. (જાયછે.)

**ઠગદાસ**—(પાછું એ ભાઇ માંઆં જમાલ ને મેમણ ગીગા તમે લોકો હમકુ ક્યાં મળશો.

**જમાલ**—(એકાએક કાંઇ યાદ આવ્યાથી) અરરર ભાઇ, મયે આઊંગા તો સચ લેકીન તુમ લોગોને મુજે બચાલેના.

**ગીગો**—કુરો અચ્ચે ભા, કુલાએ ગભરાયેતો.

**જમાલ**—ફીર ક્યા; તુમેરેકુ ખબર નહી હયે કે મયેને તો દેડ ડાર્ન કુટકે બાપે હયે સો રાતકે વખ્ત મયે કયેસા બાહાર નીકલ સકુગા કોઇ સીપાઇ દેખેતો. પયેછાનકર મુજે ચોકીમેંહી ડાલે.

**ઠગદાસ**—અરે ભાઈ મુસલમાન. તારે કંઈ ફીકર કરવી નહી તને કોઈ સીપાઇ પકડશે તો હમે તારી પાછળ કેવા છઇએ.

**જમાલ**—જબ તો કુચ ફીકર નહી, મયે આઊંગા, પર સબ મીલેંગે કીધર?

**ઠગદાસ**—અરે પેલી હરમાન ગલી છે કેની તેના નાકાપર કાસમ કાળીઆના ઘરની પાસે.

**જમાલ**—હા, જબ ત્યા મીરજાંકે ઘરકી અપેલી ઘરકી ગલી છોડકે, ખપેલી તરફી દુસરી ગલીમે, નહી?

**એદલ**—હા. વોહી વોહી.

**ગીગો**—હલો. હલો ઠીક અચ્ચે હલો. (જાયછે.)



# પ્રવેશ ૫ મો.

## ભીખુ તારા નાયકણીઓનું ઘર.

નાયકણીઓ, તબલચી ને સારંગીવાળાને લઈને બેઠીછે. એક બાજુએ મોહન, ઠગદાસ, રામચંદર અને એદલ બેઠેલાછે. બીજી બાજુએ જમાલ, ગીગો વગેરે કેટલાક બેઠેલાછે.

ગાયન

નાયકણીઓ—(મેંદા પ્રાણ કનેથ્યા સજની —એ રાહ,

રસ ભર્યા રંગીલા દીલ જાની;
તમ વીન જીવ બેચેન, મન હુરાની—રસ ભર્યા૦
નકર નકર નકરી ખુબસુરતી ખરી નરી,
સારી મોકલ શોભાની શાણી—રસ ભર્યા૦
જીવડો દુખાંઓ તમ વીના પ્યારા,
વાલા ગુણવંતા ને માની—રસ ભર્યા૦
જીવનછે મીથ્યા પ્યારા તમ રહ્યા,
દાસી બનાવો નહી શેકાણી—રસ ભર્યા૦
વગર પ્રીયાએ પ્રીય પ્રીય પુકારી,
રસ રંગ ઉમંગ નુરાની—રસ ભર્યા૦

મોહન—શાબાશ, શાબાશ. નાયકણજી, બીજી સારી ચીજો બોલો, જોઈએ કે આ બધાના આંતરડાં બાહાર નીકળી પડે.

તારા નાયકનજી—શેઠ સાહેબ જરા સુનો.

ગાયન—કુમરી.

એક ચતર નાર કર કર શીનગાર,
ખડી અપને દ્વાર પીયા નીકશ બાહાર,
એક પલક માર હશ મોરા મન લીના-એસી ચતર૦
એક ચંદ્ર બદન ચંદાશી કીરન.
આઇ હું શનદ પીયા નેક નજર,
બાશોકી બરન હસ મોરા મન લીના-એસી

ગાયણ—ભૈરવી.

(ઇઆરથા ગુલઝારથા.—એ રાહ

તેરી બાતાં મીઠી મીઠી હમકુ જાની ભાતી હયે.
તેરે જીુઝે એક પલ બી નહીં જીંદગાની હમકુ ભાતી હયે--તેરીબાતા.
જબજબ દેખી હું મયને પર ન પાયા તુજસા યાર.
જાગે પલ પલ તુજપે બલ બલ, જાન તેરા જાની હયે-તેરી બાતા૦
આશક બીના બેચેન માશુક જીઆ તડપે તડપ તડપ,
આવો શાજન ઝડપ ઝડપ માશુક ગમ યાંહાં ખાતી હયે—તેરીબાતા૦
હીરે, લાલ ઓર મોતી રતન તુમપે મયે કરૂં શીદા,
કુર્બાન હો મેરે પ્યારે અબ પ્યારી તેરી આતી હયે—તેરીબાતા૦

મુજરાને આંતરે આંતરે થોડા દરેક જણે અકેક બબે રૂપી
યા આપ્યા. જમાલની બાજુારના આપી રહ્યા પછી ઝટ મોહનના

બાજુવાળા ધડપચ કરી ગજવામાંથી નોટ કાઢી નાખેછે. મોહન દવા, નાની માફક રૂપીયા આપતી વખતે રાંડનું મોં જુએછે. જમાલ બધું ખીસું ખાલી કરી બધા રૂપીયા તથા નોટ રાંડના હાથમ આપેછે, ને ગીઓ પણ ગજવુ ખાલી કરી તમામ રૂપીયા આપીદેછે

ઠગદાસ—ભાઇ મોહન, અહીઆંતો આબરૂ જાય તેવું કામ છે. સામીબાજુવાલા નામ મેળવી જવાના.

રામચંદ્ર—યસ. કામતો તમાજ વાટતે

એદલ અરે મારી પાસે રૂપીયાછે તેથી. ને મોહન શેઠ તમારી પાશે હોય તે પન આપીને આપની આબરૂ રાખો.

મોહન—અરે એમાં બીવાનુ શુંછે. (બધા રૂપીયા પોતાનુ ઘડીઆલ, વીંટી, કંદોરો મોતીની માળા વગેરે બધું કાઢી આપેછે ને રાંડ સલામ કરતાં લેછે )

જમાલ—(જરા આઘાજીને) ક્યા મેરેસેભી સવાઇ દે દીયા ક્યા મેરી ઇજત ગઇ. અચ્છા અચ્છા. ઓ બનીએ તુમ આઇતવારકુ આના, દેખુ કીતે રૂપે લેકે આતા હયે. દેખું તો સહી.

રામચંદ્ર—જા જા, નીચ નીચ તુની રૈયે આબુલે નીચ.

ગીઓ—હણે વઇરે વઇરે, ભગ્ર વઇરે. હણે આઇતવારજે ડનકે નીયારણુસી હલ ભા જમાલ, હલ. (જમાલની બાજુવાળા જાયછે.)

ઠગદાસ—શેઠ, એ લોકો શું મનમાં ફાંકો રાખેછે. તમા જેવની આગળ તે લોકોનુ શુ ચાલવાનુછે.

એદલ એતો એ લોકો આહે પ.ગ્નોમ આહે. નાયકણજી આય હમારા મોહન સેથછે, સારા આબરૂવાળા માનસછે, મોટા વેપારીછે માટે ઓહનને માન વધારે આપવું.

તારા નાયકણ હમારેકું કયાહે, જોકોઇ હમારેકું જીઆદે રૈ એ દેગ્નોના દેરકુ હમ બાડી ખીલાયેગે. ઇસ વાસ્તે લો હમારે હાથકા આજતો તુમ એ બીડી ખાઓ. મોહન શેઠ ઓ. આઇતવારકુ બ આના હાં.

મોહન—(બીડી લઇને) ઠીકછે ઠીકછે, હમે પેલે આતવારે આવીશું (જાયછે.)

રામચદ્ર—(મોહનને) ઓ માઇ ગોડ તે લોકોઆ કાય આલનાર નાહીં, પરંતુ શેઠ તુમી આથા રૈ એ કુઠુંણ આણેલ.

મોહન—હા, ખરે ખર. હમના તો તમે ઘરીઆલ, કંદોરો માલા, ને બધા રૂપીયા આપી દીધા. વીઆરે બીજા રૂપીઆ કીઆંથી લાવશો?

કેશવદાસ—અરે સુવારે તમે, આપણે જયારે મોહનભાઇ નામીના થઇ આપણેજ કઇ તદબીર નહી બતાવીએ ત્યારે કોણ બતાવશે. જુઓ તમારી છબીલીનુ જરીઅન, ઊંચાં સારાં કપડાં ને નોટોનો હાથ ભરી લાવો તો ઠીક.

મોહન—શિવ શાવશિવ, એ તમે મને શું શીખવોછો.

એદલ—અરે જ.ગ્નોની એતો હમારા જેવા ભલા દોસ્તો

મલીઆ છે તો તમારી આબરૂ જાલવવાને એવી તદબીર દેખાડી એમ, નહીતો કોઇ જેવો તેવો હોય તો તમને આવી ઉમદા તદબીર કદી પણ દેખાડે નહી.

રામચંદ્ર—યસ મોહન, તુમી ચોરી કરેલ ભીખ માગેલ ત્યાંચી કાંઇ ફીકર નાંહી. પરંતુ શેઠ હી નાયકણીચે ઇપે તુમચી આબરૂ કેસી વાડેલ, સમજલે.

મોહન—જ્યારે એમજ છે તો હું તેમ કરીશ. ઓરીસમાંથી તો હું નીકળી ગયો છું અને તમોએ મને કહ્યું તેમ તીજોરીમાંથી દલ્લો મારીને ઘરમાંથી નીકળી જઇશ કેમ.

ઠગદાસ—પણ જો જો, સજજડ હાથ મારવો હો.

એદલ—અરરર સામેથી પેલા ચંડાલ મગનભાઇ આવેછે.

રામચંદ્ર—પલા પલા, રન અપે રન અપે, (મોહન શીવાય બધા નાશી જાયછે ને મગનભાઇ આવેછે.)

મોહન—ઓકાંણુ, અરરર, એ પીડા વળી ક્યાંથી આવી.

મગનભાઈ—ભાઇ, એ પીડા તમને બારીએથી જોઇને આવી (ઝડપ અને ગભરાટમાં) મને વધારે વાર કરવાનો વખત નથી ચાલ મોહન ઝડપ કર. તારા બાપ સ્વર્ગવાસી થયાછે ને તારે ઘેર તો રડારોળ થઇ રહીછે. તું અહીઆં ફરેછે, ને તારી મા તો ઓટલે તારી વાટ જુએછે, માટે ચાલ ઝટ.

મોહન—(રડતો રડતો) ઓ મારા બાપરે! ઓ મગનભાઇ-રે!! હવે કેમ થશે. (બંને જાણા જાયછે.)

## અંક ૨ જો

## પ્રવેશ ૧ લો

મોહનના ઘરનો ઓરડો, છબીલી એકલી સુતીછે ને મોહનઆવેછે.

**મોહન**—આહા, છબીલી તો ઘેર ઊંઘમાં શુતીછે. મારૂં કામ કાઢી લેવાનો વખત ઠીક આવ્યોછે પેહેલાં જરીઆંન કાઢું કે ત્રીજોરી ઉઘાડી નોટ લઇ આવું. (વીચારીને) પણ, હા, હવે મને યાદ આવ્યું. મારા પ્રીય મીત્રોએ કહ્યું હતું કે પેહેલાં રૂપીયા લઇ આવજે ને પછી જરીઆંન કાઢી લેજે, માટે ચાલ તીજોરી તો મેં સવારનીજ ઉઘાડી મુકીછે ત્યાંથી નોટો લઇ આવું (જાયછે)

**છબીલી**—(ઊંઘમાં બોલેછે) પ્રીય પતી, શું તમે મોડા મોડા ઘેર આવોછો, હું ઘરમાં એકલી.

**મોહન**—હા, નોટોનો થોડો તો લઇ આવ્યો. હવે ચાલ છબીલીનું જરીઆંન કાઢી લઉં. (થોડું જરીઆંન કાઢી લેછે એટલે છબીલી જાગી ઉઠેછે.)

**ગાયન** (કંગનવા મોરા કરસે સરક ગયોરે)—એ રાહ,

**છબીલી**—શું કરવા કાઢોછો પ્રીયે આ જરીઆંન મારૂં રે,
**મોહન**—ચુપ ચુપ ગડબડ તું ન કર, સ્વામી છું તારો તું ડર.—શુંકરવા
**છબીલી**—શું બોલોછો વાહાલારે. કરૂંછું કાલા વાલારે,
હાથ જોડીને હલાવોછો.
**મોહન**—હું કહુંછું બેશી રહેનું, એક પણ શબ્દ નાં કહેનું.
**છબીલી**—છોએ છોડો પ્રીય દુખેછે આ મારૂં કાંડુરે—શું કરવા.
**મોહન**—હવે સાડીઓ પણ લઉંછું રે.
**છબીલી**—રેહેવાદો કરગરી કહુંછું રે, આવી ચાલ શી ચલાવોછો.
**મોહન**— ના છોડું કદી સાડી, જોજે નાખીશ હું મારી,

છબીલી—કરોછો મોહન આતો તમે બહુ નઠારૂરે—શું કરવા.

(સાડીની ગાંસડી મોહનને લઇ જતાં છબીલી અટકાવેછે એટલે તેને ક્રોધમાં.)

ગાયન (બુધિક્ષ આણી કોણ જાગી નરનારી ભણોરે)—એ રાહ.

જોજે નારી નઠારી આચરણ કરીરે,
સતાવતી નહી આજ મન—જોજે નારી.
દ્રવ્ય ધરેલું ગયાનું મેલ્યું,
ઘટે નહી દેવુંલ કરણુ ધરીરે—સતાવતી.
તદબીર ધારી આવ્યો છું પ્યારી,
સમજીને રહેવુ ધારણુ ધરીરે—સતાવતી.
સાડી હવાલે કર નહી આલે,
બાજી ફતેહની મન તુ ગણુ ખરીરે—સતાવતી.
હજી થઇ આડી નાર લગાડી,
નીકળ દઇશ પાડી હું ચરણ ધરીરે—સતાવતી.

(છબીલી સાડી ને ઝુગડાનુ પોટલું આપતી નથી તેથી મોહન તેના હાથમાંથી ઝુટવી લઇ તેને પાડી નાખી જતો રહેછે.)

---

## પ્રવેશ ૨ જો.

### મોહનનો પોતાનો ઓરડો.

મોહન—રાંડ કેટલી મેહેનત મને આપી. આ દાગીના ને સાડીઓ તે એને શોભે એતો તારાનેજ શોભે તારાને. (હવે જરા ભવ કાઢીને મારો પાશે જાઉં. એમ કહી ગાંસડી પોતાના માથ

હેઠે મુકી સુઈ જાયછે એટલે એના દોસ્તદાર ઠગદાસ, એદલ, જમાલ રામચંદ્ર ને ગીગો આવેછે.)

ઠગદાસ—(મોહનને સુતેલો જોઇ) જુઓ ભાઇ આ લાગ ઠીક આવ્યોછે. આપણે એના માથા તલેથી લુગડાંની ગાંસડી ને જરીઆંનનો દાબડો, જેમાં બધું બાંધેલુંછે, તે હવે ધીરે રહી ને કાઢીને એને ઠાર કરી નાખીએ, કેમ એ તદબીર ઠીક કેન?

રામચંદ્ર—અરરર તસા નકો કરૂરે બાબા.

એદલ—હા; ખરી વાત, એમ નહી કરવું. જુઓ એના માથા તલે જે જરીઆંન ને લુગડાની ગાંસડીછે. તે આપને કાઢી લઇને ગીગાને આપી, મારવાડીને ત્યાં મુકી, થોડા ઘના રૂપીઆ મંગાવીએ. કેમ ભાઇ એ ઠીક કેની?

ઠગદાસ—હા ચાલો આપણે તે કાઢી લઇએ (જરીઆંનને લુગડાની ગસડી લઇને ગીગાને આપેછે, ને તે લઈને પસાર થાય છે એટલામાં મોહન જાગી ઉઠેછે, કે બધા મીત્રો નાશી જાયછે

મોહન—(આંખો ચોળી) આ,જ મેં ભાંગ બહુ પીધછે, ને તેથીજ હું મારા જરીઆંનને લુગડાની ગાસડી માથા ટળે મુકીને સુતો હતો તે લઇને હવે મીત્રો પાસે જાઊં.(એમ કહી બધે જુએછે પણ તે ન મળવાથી એકદમ ગભરાઇને) અરે કોઇ આવોરે મા[illegible] બાપ (એમ કહી પોક મુકેછે એટલે બધા દોસ્તદાર દાખલ થાયછે.)

ઠગદાસ—શુંછે, શુછે, મોહન શેઠ શુછે?

મોહન—અરે મારી જરીઆંન ને લુગડાંની ગાંસડી કોઇ લઇ ગયું. હવે હું શું કરૂ (રડેછે.)

એદલ—મોહન શેઠ હવે જે બનવાનું હતુ તે બની ગૈછે ફીકર નહી આપને ચોરની તપાસ કરસુ. તમે બહુ ભાંગ પીને બેહાઈ ગયા, ને પછી બુમ મારેલી. પન કંઇ નહી આપને તેની તપાસ કરશું.

રામચંદ્ર—ઓ યસ, તો હેમ ફુલ ચોરચા પત્તા આપુણ આંગુલ.

જમાલ—અબી રોતે કયા. શેઠ એબી તુમારે દોસ્ત હું ફીકર કાયકુ કરતે હો.

ગીગા—અસાબી આંઇજો દોસ્તાર અઇએ.

મોહન—અરે પણ મારી પાસેતો દોઢીએ સરખું નથી હવે હું કયાં જઇશ.

ઠગદાસ—હમે કેવા છઇએ.

એદલ—હજુર હમે છીએ કેની.

રામચંદ્ર—ઊવાય ડયુ ફીયર. અરરર તો મગનભાઇ આલા (મોહન વગર બધા નાસી જાયછે ને મગનભાઇ દાખલ થાયછે.)

મોહન—મોહોકાંણુ, વળી આ પોડા હમણાં કયંથી આવી.

મગનભાઇ—કંઇ નહી. ગભરાઓ નહી. પણ એ તમને શું સુઝ પડયું? આખી આખી રાત બાહાર ભટકવું, પારકે ઘેર પડી રેહેવું. એ શું તારા જેવા આબરૂદાર માણસને લાયકછે! ભલા માણસ જરા ન્યાત જાત ને આબરૂથીતો ડર.

મોહન—એ આબરૂ જશે તો મારી જશે. તેમાં તમારા બાપનું શું જાયછે! મારા સાહેબ જયારે મળોછો ત્યારે માથાનો મગજ ખાઇ જાઓછો.

મગનભાઇ— આબરૂ જવાની હજુ બાકી રહી હશે. ઘરમાં ખરીને મારીને તેના દાગીના લઇ ગયા, તીજોરી ઉઘાડી રૂપીયાની નોટો સાફ કરી ગયા ને છિનરા ઘરમાંથી પણ નીકળી ગયા. જેથી તમને લોકોએ ઘેર ડેરવ્યા. એથી વધારે આબરૂ તે કેમ જાય, જો ભાઇ, હજુ કંઇ પણ સમજ ને તાહારે ઘેર પાછો જા ને લુચ્ચાઓની દોસ્તી છોડ. જો દોસ્ત ખુબ યાદ રાખજે. એ લુચ્ચાઓ કોઇ પણ દાહાડો તારો જીવ લેશે. પેશાગીરો ઘણુંખરા નાતરજ ને ખુનો રેહછે. માટે તું મારૂં કહ્યું માનીને તારે ઘેર આવ. ખાવા પીવા ને મઝા મારવા સઘળા સામેલ થશે, પણ યાદ રાખજે કે સંકટને સમે તને કોઇ પણ મદદ કરનાર નથી માટે સમજ સમજ, કંઇ સમજ.

મોહન—બસ બસ તમારા જેવા માણસ ને કોઇ દોસ્ત નથી. મારે જોઇશે તો હું સોનાપુર જઇશ, તમારે આવવું હોય તો આ રસ્તો ચાલો. (મોહન ચાલવા માંડેછે.)

મગનભાઇ—પણ જરા સાંભળ તો ખરો, ઉતાવળો શું થાય છે. તારો દાદો તો બીચારો સ્વર્ગવાસી થયોછે. તું જો લુચ્ચાઓની સોબતમાં નાણું ખરાબ નહી કરત તો તારા દાદાની બધી દોલત તારાજ હાથમાં આવી હોત, પણ તું અભાગીઓ કે દશ હજારની નોટ, ઝવેર. ને કપડાં લઇ ઘરમાંથી નીકળી ગયો ને હાલ આમ ફરી તરડાઇને આવા જવાબ આપે છે, પણ જોજે પાછળથી સંભારવું પડશે.

મોહન—પણ હવે તમે કહોછો શું.

મગનભાઈ—કેહેવાનું એટલુજ કે, મારી સાથે તાહારે ઘેર પાછો ચાલ, ને તારી મા જે બીચારી ખુણે બેઠીછે તેના ખોળામાં માથું મુક ને—

મોહન— ના ના, ઘેર તો હું કદી પણ આવવાનો નથી.

મગનભાઇ— પણ મારી વાત તો સાંભળ. (હાથ પકડેછે)

મોહન—અરે બળી તમારી વાત. (હાથ છટકાવીને ચાલ્યો જાયછે.)

મગનભાઇ—અફસોસ. આ કેવો દેખાવ. આ બીચારો મોહન એક વખત કેવો ગરીબ, અમરાફ ને નમ્રતા ભરેલો, તેજ મોહન આજે મારો હાથ છટકાવી ચાલ્યો ગયો. અરે જેનો ચેહેરોજ ગરીબ! અરે જેના મોં ઉપરથી એક માખી પણ ઉડી ન શકે એ । મોહન આજ મને બેશરમી ભરેલા જવાબ આપી ચાલ્યો ગયો હા આંરવું આશ્ચર્ય! અરે જે માણસ નીચેથી ઉપર ન જોય તેજ માણસ આજે મને ધીક્કારો. અદેખા માણસનુ રૂપ આપી જતો રહ્યો. એનુ કારણ, આ સઘળાનો સબબ, એ બીનાનો અર્થ પેલા ચંડાળ અને પાપી મીત્રોની સોબતછે. "સોબતે અસર" નો ખરે ખરો દાખલો મે મારી નજરે જોયોછે, ને કેટલાક સજ્જનોએ પણ જોયો હશે, માટે આ નજર આગળના દાખલા પરથી દરેક માણસે ખરાબ, હલકા, દુર્વ્યસની અને નીચ માણસની સોબત કર્યા પેહેલાં આ મારા મીત્ર મોહન ઉપરથી સારો ધડો લેવો જોઇએ. (નીસાસો નાખીને) અરે ગરીબ બીચારા મોહન તારી શી અવસ્થા થશે. ઓ એના પાપી મિત્રો, તમે આ જગતમાં કદી પણ સુખી થશો નહીં.

## બેટ

રઝળતા પાપી મીત્રોની ફુટજો આંખો,
પરમેશ્વર બુરાને મારી નાખો.
સોબત ખરાબની છે કડવી ઘણી,
સોબત નેકની છે અમૃત તણી.

---

## પ્રવેશ ૩ જો.

### મારવાડીની દુકાન.

મારવાડી—ત્રે ત્રે ત્રે ને ત્રે છુ છુ, ને ત્રે. નુ નુ ને ત્રે બારે બારે. બારાનો આયો મેડો, (એટલામાં એક મીઆંભાઇ દાખલ થાયછે.)

મીઆં—ચાલ, લા ભાઇ એ મેરા છલ્લા નીકાલ.

મારવાડી—એ કેતરેમે રખીઓ હેં.

મીઆં—તીન રૂપયે મેં.

મારવાડી—કબ રખીયો હે.

મીઆં—એ દો માંઢ છોડકે તીસરી ચાંદકી દુસરી જુમે રાતકું રખા હઓ.

મારવાડી—પેટી ઉઘાડી અંગુઠી કાઢી ચીઠી વાંચીને આંગળી ઉપર મહીના ગણેછે ને મોઆં મોઢું જુએછે) કારતક, માગસર, અધિક માગશર, પોશ, અધિક પોશ, ચાલ લા પોંચ મહીના થીઆશે.

મીઆં—અરે ઇસ્કી, એ કીતે મહીનેકા ગીનતાહે મારવાડી! પૈસા તો મુજેભી ઇંગ્રેજી સુસ્તર ગીનનેકા માલુમ હયે. દેખ સુન

જાન્‌ચુઆરી. વાલકેશ્વરકી વાડી, કાલાબેકી ખાડી, ઔર મોહમ ક ઓરસ. અધિક માગશર ઔર અધિક પોસ કીસકુ સીખાતા હયે.

મારવાડી—તેરેકું ઐએ હિશકું બતાની. એ ચોઠીમે લાખાઓ હે કેની.

મીઆં--(અજબ થઈને) અરે હસકી, તુમ મારવાડી લોક મહીના પંદરા રોજકા ગીનતે હો ક્યા.

મારવાડી—શલ માથાફોડ નહી કર, લા શાર મહીનેકા લા.

મીઆં—લે, બાબા લે. (પૈસા આપેછે ને વીંટી લઈ પેહેરીને) હત, તેરા સત્યાનાશ હો જાય તેરા ઔર બી એક મહીનેકા જાદા લીઆ તુંને મુજે કોઇ દીન ગલીમે મીલાઓ, તેરેકું અચ્છી મીઠાઇ ખીલાંઉંગા.

મારવાડી—જાયછે કે રેંદકા, શપાઇને બોલાવું. એ સીપાઈ (મીઆં જાયછે ને ગીગો આવેછે.)

ગીગો—એ મારવાડી એ ઝવેર અમ્મે તાકે ખપેતા કુરો.

મારવાડી—એ રેંડકા, શીધીશીધી બાત કર. નહીંતો થારો મું ફોડ દાલુંગો. ખપેતા કીશને શાંગે ખપેતા થું ને થારો બાપ, ખપેતા કીસકું બોલતા હે.

ગીગો—એ મારવાડી, ગાલી મ કઢ, નકર બુકો ચઢાવનાસી

મારવાડી—અરે જા રેંડકા, બુકો શું ચઢાવે, અરે પરે લાત મારગો.

ગીગો—લાત મુકે, તોજો સત્યાનાશ થીએ તોજો. (મુકીઓ મારેછે ને મારવાડી પડી જાયછે.)

મારવાડી—શપઇ, શપઇ, ઓ શપઈ. (જમાદાર દાખલ થાયછે.)

જમાદાર—કાયરે, એ કાય ઢોંગ લાવલા?

મારવાડી—જમાદાર બાપ મરન ગેલા, ઓ બાપજી.

ગીગો—હીં મુકે બાલા હાંએ તો.

મારવાડી—એ જમાદાર, એણી દાગીના ચોરન આણલાવે.

જમાદાર—કુઠે હાય. બધુ તુજી ઝડતી દાખવ (ઝડતી જોતાં દાગીના ને ઝાડાની ગાંસડી નીકળેછે. ને ગીગો ધ્રુજેછે) કાયરે એ કુઠુન આણલા!

ગીગો—(ગભરાતો ને ધ્રુજતો) હતો, ઓ, ઓ; ઓ, મુઝા આ, આ, આ (રડી પડેછે)

મારવાડી-(તેને ચીડીને) આ–આ–આ, રોંડકા હવે આ આ, ને ઈ ઇ કરીને રડ, નતો જુકો ચઢાવ જુકો. વળી બીકો બો નહીં, પણ જુકો ચઢાવણું:ચી.

જમાદાર—ગાભરૂ નકો કોણી તુઝા દીલા તો સાંગ મણજે ઝાલા, તુલા કોણી મારણાર નાહીં.

ગીગો—મુઝા સાથીઆબી અએ, આહ, અગ્યા અસા બતાવનાસી.

જમાદાર—બરા ચલ. (મારવાડીને) તું એતોસ કામ મારવાડી

મારવાડી—ના રે બાપજી, મારી શું કંબખતી લાગી હોય કે મી પોલીસના ચઢું ને ખરાબ થાઉં, એતો જેના ભાગ લાગાવે તે પોલીસે ચઢે. સમજ્યા જમાદાર સાહેબ હવે જાઓ. (જમાદાર ગીગાને લઇને જાયછે.)

## પ્રવેશ ૪ થો

### એક રસ્તો.

(ઠગદાસ, રામચંદ્ર ને એદલ દાખલ થાયછે.)

ઠગદાસ—હવે જો, મોહન આપણી પાસે આવે તો તેને ઉભો પણ રાખવો નહી.

એદલ—ખરેખર, હવે એ નદન કરકદાન થઇ ગીઓછે. વાસ્તે એને ખેરવી નાખો. કારન કે હવે એને ખવદાવવામાં ને આપની સાથે ફેરવવામાં ફાયદો નથી. જરીઆંન ને સાડીઓ ગીગે લઇ ગીઓછે તેના ખુરદા પાની કરીને લાવે એટલે આપને એને હાંકી કાઢીએ.

રામચંદ્ર—યસ, મીની તરી કાલ તેજા સાંગીતજા, કે માજે ધરી તુજા કાંઇ કામ નહીં.

ઠગદાસ—અરે એમ તો હમે પણ કહી ચુકા છીએ. (જમાલ દાખલ થાયછે.)

જમાલ—ઓ જાતા તો બેત રોતા હયે ઓર બોલતા હયે કે મુજે ઘરમેસે નીકાલ દોગે તો મેં ઝેર ખાકે મરુંગા,

એદલ—ફીર તુને કયા કહેતા એતો કેહે,

જમાલ—મયને તો કહયા કે કલ ખાતા હોતો આજી ખા.

ઠગદાસ—એસા બોલા કેની, ચાલ અચ્છા હુવા. પીછે ઓ ગયા કીધર ?

જમાલ—વોતો ઝેર લેનેકું ગયા હે.

એદલ—અરે ઓ આવેછે. આહા ! એના હાલ તો જુઓ

ગાયન— હોરી,

મોહન—હાંરે હાંરે કેવા લાગયા મારા ભોગ,
ભોગરે, હાયરે કમ નસીબ કેવા લાગયા મારા ભોગ.
ઘરનું સુખ ખોઇ બેઠો હું રોઇ,
કેવોરે એ સંજોગ, જોગરે—હાયરે૦
કલેજું કાંપે પગ થર થરે,
હાથમાં પણ આવ્યોછે રોગ, રોગરે.—હાયરે૦
દમડી વગરનો આજ હું મોહન ભાઇ,
વનમાં જવાનો છે જોગ, જોગરે—હાયરે૦

(એટલામાં ઓચીંતા પોતાના મીત્રને જોઇ) પીય મીત્રો, મારી છેલ્લી વખતની માગણી કરૂછું કે મારી આબરૂ સાચવવા મને થોડા દીવસ તમારા ઘરમા રેહેવા દો.

ઠગદાસ—(તમાચો મારીને) અરે જાને સાહુકારના છોકરા

એદલ—જાની, તારા દાદાનું દેવુ બેવુ છે કે શું ?

રામચંદ્ર—(પગમાંથી બુટ કાઢીને) ગો અવે સુ હેંમ ફુજ.

મોહન—અરેરે, આ લોકો મારા ઊપર શો જુલમ કરેછે ઠગદાસ, રામચંદ્ર, એદલ મેં તમને મારા ખરા મીત્ર ગણ્યા હત તમારી સોબતથીજ મારા આ હાલ થયાછે. મારાં આંતરડાં અંદરથી કપાઇ જાયછે. ને તમે ઊપરથી માર મારોછો. અરે તમે તો મારા ખરા મીત્ર થાઓ ને આમ શું કરોછો?

ગાયન. (તનનનન બાંસરી બાજે)—એ રાહ.

બધામીત્ર—જા-જા-કોણે ઓળખેછે તને,
જાને ગણુ પડુ શું કહેછે તું,

ગળે પડવા આવ્યો છે કે શું-શું--શું-શું.
ઢોંગ ના કર કરી હું-હું--હું-હું બોળબેછે તને.

મોહન—ઇશ્વરનો કોપ બહુછે મુજપર,
શું કીધું તેં મોહન હાએ હાય.
ખાવા જેટલું પણ આપો મુજને

મીત્રો—હુડ, હુડ, ધુત, ધુત.—બોલબેછે તને.

મોહન—સાભલો હવે એ ચંડાલો પાપી,

મીત્રો—મોહું સંભાલ નહીતો નાખશું મારી.

મોહન—ઝેર ખાઉંછું હું તમથી હારી,

મીત્રો—ખા—ખા—ઝટ—ઝટ—કોણુ બોલબેછે.
પૈસો હોયતો હમે મીત્ર તારા,
પુર જાઇને છે ઘણા ખાડા;

મોહન—જુઓ જુઓ સજનનો હાલ મોરા,
રે—રે—(મીત્રો) હે—હે કોણુ બોળબેછે.

મોહન—ઓ ભગવાન હવે હું કયાં જાઉં.

ઠગદાસ—સોનાપુર જાઓ, સોનાપુર.

એદલ—ઝાનમમાં જાઓ ઝાનમમાં.

રામચંદ્ર—ગો ટુ હેલ યુ બલગર.

જમાલ—હરામખોરસે કબરમે જાકે સોજા.

મોહન—ઓ નિર્દય કુતરાઓ, તમે મને આ પ્રમાણે ફસાવી સુખી થયા એમ સમજોછો, પણ નહી, ઓ ચંડાળો તમે મોટી ભુલ કરોછો, મને આ પ્રમાણે ફસાવીને ખોટી રીતે મેળવેલા પૈસા તમારી પાસે કદી પણ રેહેશે નહી. આ જુઓ (ઝેરનું પડીકું બતાવીને)

હવે તમોને છેલ્લી વીનતી કરૂછુ કે તમે મને કંઈ પણ આશરો આપો, નહી તો ઝેર ખાઇશ.

એદલ—અરે કોણ ખાતો હોય તો આજે ખાની?

મોહન—અરેરે! આ દુનીયાં કેવીછે. ઠગદાસ, રામચંદર, એદલ મે તમને ગાડીઘોડે ફેરવ્યા, ખવડાવ્યું પીવડાવ્યું ને મોજ મઝાહ કરાવી ને તમે હમણાં આ પ્રમાણે વરતોછો. અરે તમે તો મારે માટે જીવ આપવા તયાર થયા હતા નહી! પણ જાઓ ઓ લફંગાઓ જાઓ, આપણે જયારે તે પરમ કૃપાળુ ઇશ્વરને ત્યાં ભેગા મળશું ત્યારે મારાપર ગુજરેલા ગેર ઇનસાફનો બદલો તે ભલા ભગવાનને દેજો. ઓ મગનભાઇ મારા ભલા મીત્ર ને મારા નેક માત્ર મેં તમારૂં કહયું ન માન્યું તેથી હું આ દશાને પુગોછુ. ઓ મારી મા! મારી વાહાલી છબીલી!! ઓ મગનભાઇ!!! ઓ ક્ષણભંગુર દુનીયાં તને હવે છેલ્લી સલામ!!!! (ઝેરખાઇ જાયછે).

ઠગદાસ—અરરર આતો ખાઈ ગયો (બધા ગભરાયછે.)

એદલ—અરરર સામેથી મગનભાઇજેવો કોઇ આવતોજણાયછે

રામચંદ્ર—રન અવે પળા પળા. (નાસવા માંડેછે)

જમાલ—નહી નહી. ભાગના નહી ભાગેગે તો એ ઐસા કેહેગા કે તુમ સબોને મારડાલા (એટલામાં જમાદાર ને ગીશો આવેછે.)

ગીશો—હી મુબા દોસ્તદાર અરે ઈન વશ્ત આસા ગીવનાસી

જમાદાર—કાયરે, એ દાગીના તુમી કુઠુન આણલા. (જમાલને જોઇને) અરરતું જમાલ કાય, તુની તો ફટકે ખાલે હાયે (મોહનને જોઇને) અરરં હો કોણ, યાલા કોની મારલા.

મોહન—મને કોઇએ મારયો નથી મે ઝેર ખાધુછે.

જમાદાર—પુરાબર સહિ્દ ચશ્મદીદ વસ્સાચી તુમચી ભરતી હાએ

મગનભાઇ—(આવી નજર કરી અરે આ કોણ? મોહન કે?

જમાદાર—શેઠ, તુમી યાલા ઓળખતે કાય!

મગનભાઈ—હા જમાદાર તમે જરા અહીઆંજ રેહેજો હું એની માને ને બઇરીને બોલાવી હમણાં આવુંછું, (જાયછે ને તેઓને તેડી લાવેછે.)

જમાદાર—(મોહનને)કાય શેઠ યે દાગીનાચી ગાંઠડી તુમચી હાયે કાયે?

મોહન—(જરા ઊઠીનતે જોઇ) હા. એ મારીજછે. અરે તમે મને ચોરવાને કહ્યું હતું ને શું તમેજ ચોરી લઇ ગયા હતા કે! પણ જાઓ હું તમને મરતી વખતે માફ કરૂંછું.

મગનભાઈ—આહા! કેવો ભલો! ને, દયાળુ દીલનો પુરૂષછે.

મોહન—(બેભાન હાલતમાં) મગનભાઇ જે માણસોને અને ઉભેલાં જુઓછો, તે મારા જીવજાન મીત્ર થાયછે, મગનભાઇ, મારી છેલ્લી અરજ તમને એટલીજ છે કે મારા મુઆ પછી મારી વાહાલી મા અને છબીલીને જે કંઈ દુખ ઉતપન થાય તેમા તમે દીલાસો દેજો, ને આ લુચ્ચાઓને કંઇપણ ઇજા ન થાય એવા ઉપાયો લેજો (વધારે બથકતો) મગનભાઇ! મગનભાઇ!! હવે મારો વખત ભરાઈચુકોછે. મેં તમારૂં કહ્યું ન માની આ ચંડાળોની દોસ્તી કરી તેથી આ હાલતને પાકયોછું તમારા જેવા ભલા ને નેક માણસોને મળજો એ સજજનો તમે મારો દાખલો લઇ, મારા હાલ કેવા થયાછે તે જોઈ ખુબ ધડો લેજો, ઓ મારી મા! મારી છબીલી!! ઓ મગનભાઇ!!! ઓ પરમેશ્વર!!!! તમે મને માફ કરજો. (એમ કહી દેહ છોડેછે.

મોહનની મા—અરેરે ઇશ્વર મારા બુઢાપામાં આ શું દુઃખ

છબીલી— ગાયન.

(સીદન આવ્યો તું મારે આંગણે)—એ રાહ.

આતે ગજબ શો થઇ ગયેલ,
  કયાંથી આવી આ ધાડ ઓ કોડીલારે—આતે
લુંટી એકાએક રાંકને,
  તુટયો શીરપર પાહાડ ઓ કોડીલારે—આતે૦
નાના પ્રકારે સમજાવીઆ,
  તજવા કપટીનો સંગ ઓ કોડીલારે—આતે૦
સજજનો સ્ત્રી પુરૂષો સૌ,
જો જો સંગ પરીણામ ઓ કોડીલારે—આતે૦

મગનભાઇ—(દલગીરીમાં) હા મારા નેક ને ભોળા દીલના મીત્ર બુરા માણસોની બુરી સંગતથી આખરે આપઘાત કરી મરણ પામ્યોછે. અરે ! આ કઇ જાતના તમે મીત્રો ! કઇ જાતના તમે લોક કોના સંગ દીલ ! ઠગો લીધેલા પૈસાથી તમે કદીપણ ચમનમાં રેહેશો નહી અને તમારાં અંતઃકરણને જેહેરી સાંપની માફક હમેશાં કરડતું દેખશો. અગરજો આ દુનીઆમાં થોડો વખત સુખી સુખી રેહેશો. પણ તમો ઇશ્વરને ત્યાં તો નરક કુંડમાં પડવાનાજ પણ આજકાલ તો મારો ગરીબ મીત્ર મોહન પોતાના પ્યારા સગાં વાહાલાઓને છોડી આ દુનીઆમાંથી ચ.લ્યો ગયેછે. વાસ્તે ઓ મારા ભલા દીલના સજજનો એવા ખરાબ મીત્રોથી ખુબ સાવચેત રેહેજો અને એવી તેમજ મોહોડાપર તારીફ કરનારા ખુશામતી આઓથી પોતે ખુબ સંભાળજો પોતાના થોડા લાભને સારૂ બીજાઓને મોટા જોખમમાં નાખનારા ઉપર ધીકાર પડજો.

બુરાઓની દોસ્તીથી આખરે જીવનો ધાણ,
લુચ્ચાઓની દોસ્તીનું જુઓ.રે આ પરીણામ.

સમાપ્ત.

# મેહેતા જમનાદાસ ભગવાનદાસની કુંપનીએ

પ્રગટ કરેલાં પુસ્તકો.

| | રૂ૦ | આ૦ | પૈ |
|---|---|---|---|
| રોયલ સ્કુલ પ્રાઇમરના મિનીંગ ....... | ૦ | ૪ | ૦ |
| રોયલ રીડર નંબર ૧ લાના મિનીંગ... | ૦ | ૬ | ૦ |
| રોયલ રીડર નંબર ૨ જાના મિનીંગ... .. | ૦ | ૮ | ૦ |
| રોયલ રીડર નંબર ૩ જાના મિનીંગ... | ૦ | ૧૦ | ૦ |
| હાવર્ડકૃત પ્રાઇમરના મિનીંગ (મોટા) . | ૦ | ૪ | ૦ |
| હાવર્ડકૃત પ્રાઇમરના મિનીંગ (નાના)... | ૦ | ૨ | ૦ |
| હાવર્ડકૃત અંગ્રેજી બીજી ચોપડીના મિનીંગ | ૦ | ૬ | ૦ |
| ફારસી અમદન નામાનો અંગ્રેજી તથા ગુજરાતીમાં તરજુમો... ... ... | ૦ | ૨ | ૦ |
| ગુજરાતી નાટક ગાયન સંગ્રહ (૬૦૦ ગાયન) | ૦ | ૧૨ | ૦ |
| ચંદ્રસેન ને ચંદ્રપ્રભા નાટક........... | ૦ | ૮ | ૦ |
| છેલ સેલાણી અને વિક્રમ ચરિત્ર નાટક .. | ૦ | ૬ | ૦ |
| અન્જામે સખાવત (ઉર્દૂ બાદશાહે ખોદાદોસ્ત) | ૦ | ૫ | ૦ |
| ચંદન મલયાગરી નાટક (બીજી આવૃત્તિ) | ૦ | ૪ | ૦ |
| તમાશા એ ચાંદની... ........ ...... | ૦ | ૪ | ૦ |
| તોહફએ દીલફોશ (ઉર્દૂ નઈમંદર સભા) ... | ૦ | ૪ | ૦ |
| સોબતે અસર અથવા મોહન દુઃખ દર્શક... | ૦ | ૩ | ૦ |
| નકશે સુલેમાનનો ઉર્દૂ ખેલ..... ..... | ૦ | ૩ | ૦ |
| ધ્રુવ આખ્યાનના ખેલમાં ગવાતાં ગાયન... | ૦ | ૧ | ૬ |
| રસીકાનો અતી રમુજી ફારસ........... | ૦ | ૧ | ૦ |
| નવા હરિશ્ચન્દ્ર તારામતિનાં ગાયનો..... | ૦ | ૧ | ૦ |
| તોહફએ દીલ પઝીર ગાયન (ઉર્દૂ નાટકના તરેહવાર બનજારા ...... ... | ૦ | ૦ | ૯ |